મુંબાઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી
મંજુર થએલી.

દેલવાડાકર સિરીઝ.

(બાળ-ગ્રંથાવળી નં. ૮)

# બાળ-કહાણિયો.


લખનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.


સુધારેલી આવૃત્તિ બીજી.

**ગીતિ.**

કાચાં વાસણપરની, ભાત ઠસેછે પકાવતાં જેવી;
ત્યમ બાળકના મનમાં, નીતિ ઠસેછે કથામિષે તેવી.

'હિતોપદેશ'




મુંબાઈ.—"યુનિયન પ્રેસ"માં છાપ્યુ છે.

વિ. સં. ૧૯૫૮. ઇ. સ. ૧૯૦૨.

## કિન્ડરગાર્ટન રૂઢીનો વિલાયતી સામાન.

---

કિન્ડરગાર્ટન રૂઢીની વીસે બક્ષિસોનો વિલાયતી સામાન પુરો પાડવા માટે અમોએ વિલાયતની એક જાણીતી અંગ્રેજ વેપારી કુંપની જોડે ખાસ બંદોબસ્ત કર્યો છે. અને તે સામાન અત્રે જથ્થાબંધ મળી શકે, તેવી રીતે ગોઠવણ કરવામાં આવી છે. કિન્ડરગાર્ટનનાં પુસ્તકો સાથે તેનો દરેક સામાન મળી શકે એવી પ્રાથમિક શાળાઓને સગવડ કરી આપવા માટેજ આ પ્રયત્ન કરવામાં આવ્યો છે. કિન્ડરગાર્ટનની બક્ષિસો ઉપરાંત ચિત્ર–પદાર્થોના નમુનાઓ, નકશાઓ, અને બીજો ઉપયોગી સામાન પણ મળી શકશે.

૧૫૫ ફનસવાડી–મુંબઈ. } ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્તા.

મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી

મંજુર થએલી.

દેલવાડાકર સિરીઝ.

(બાળ–ગ્રંથાવળી નં. ૮)

# બાળ-કહાણિયો.

લખનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.

સુધારેલી આવૃત્તિ બીજી.

**ગીતિ.**

કાચાં વાસણપરની, ભાત ઠસેછે પકાવતાં જેવી;
ત્યમ બાળકના મનમાં, **નીતિ** ઠસેછે **કથામિષે** તેવી.

'હિતોપદેશ'



મુંબઈ.—"યુનિયન પ્રેસ"માં છાપી છે.

વિ. સં. ૧૯૫૮. ઈ. સ. ૧૯૦૨.

# પ્રસ્તાવના.

નાનાં બાળકોને રમુજી વાર્તા બહુ પ્રિય હોય છે. નાની વાતોનો સંગ્રહ જેમ સંસ્કૃતમાં વધારે છે, તેમ અંગ્રેજીમાં પણ બહુજ છે, તોપણ ગમ્મત સાથે જ્ઞાન આપનારી ચાલુ દેશી વાતો બાળકોને બહુ ભાવે છે. ગુજરાતી ભાષામાં **'ટુંકી કહાણિયો.' 'મીઠી મીઠી વાતો'** આદિ પુસ્તકો છે. પરંતુ બાળકો માટે કેટલીક ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી દેશી વાતો જોઇએ છે. અને તેવી વાર્તાઓનો સંગ્રહ કરીને બાળકોને ગમ્મત આપવા આ નાનું પુસ્તક પ્રકટ કરવાનું યોગ્ય વિચાર્યું છે.

વર્ષાઋતુ ૧૯૫૫ }
**મુંબઇ-નગરી.** }

કર્ત્તા.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

મુંબઇ ઇલાકાનાં સરકારી કેળવણી ખાતાની પ્રાથમિક શાળાઓમાં નાનાં બાળકોના ઉપયોગ માટે મે. ડિરેક્ટર સાહેબે આ પુસ્તક **'શાળા-લાઇબ્રેરી સારૂ'** મંજુર કર્યું છે. આ બાળ-ગ્રંથનો બહોળો ફેલાવો થવા લાગ્યો છે, અને શિક્ષક મંડળ છુટથી તેનો ઉપયોગ કરે છે. આ નવીન આવૃત્તિમાં સરકારી ગુજરાત બૂક-કમિટીના વિચાર અનુસાર કેટલીક સૂચના મુજબ ઘટિત સુધારો કરવામાં આવ્યો છે.

વિજયા દશમી }
**મુંબઇ ૧૯૫૮** }

**કર્ત્તા.**

'દેલવાડાકર' સિરીઝ.

બાળ ગ્રંથાવળી નં. ૮.

# બાળ-કહાણિયો.

ગમ્મત સાથે જ્ઞાન-કથા કહાણિયોથી થશે;
દેતાં વિદ્યાદાન-આળસ સૌ ઉડી જશે.

## વાર્તા પ્હેલી.

### ઉદ્યોગી અંબુ.

અંબુને ફૂલપાનનો ઘણો શોખ હતો. તેણે મોગરાનુ ઝાડ વાવ્યું, પણ ઉગ્યું નહિ. બીજી વખત ઘણીજ મહેનતે વાવ્યું, પણ ફૂલ આવ્યાં નહિ. શોખને લીધે ત્રીજીવાર પ્રયત્ન કર્યો, તો તે પણ રદ ગયો. આખરે થાકીને એ કામ છોડી દીધું, પણ તેના બાપે તેને કહ્યું કે 'કાયર થઇને આરંભેલું કામ છોડી કેમ દે છે? જો ફરી ફરી કર! તારું કામ પાર પડશે.' બાપાની શીખામણ માનીને અંબુએ ફરી મોગરો વાવ્યો, તો ઉગી નીકળ્યો, અને દરેક ઋતુમાં ફૂલ આપવા લાગ્યો. એ રીતે અંબુને હવે ઉમંગથી ફરી ફરી કામ કરવાની ટેવ પડી અને તેથી તે એક મોટો ઉદ્યોગી માણસ થયો.

ઉમંગથી જે આદરે, સારાં સારાં કામ;
સુખી થાય સંસારમાં, રાખે નિર્મળ નામ.

# વાર્તા બીજી.

## ડોશી ને ઉંદર.

એક માયાળુ ડોશીએ, માતાથી તજાયલાં ઉંદરનાં બચ્ચાંને પાળી પોષીને મોટું કર્યું. ડોશીએ, એ બચ્ચાં માટે સુંદર પાંજરૂં ઘડાવ્યું, અને તેમાં તેને રાખ્યું. ડોશી દરરોજ ઉંદરને ખાવા પીવાનું આપતી, પણ નાદાન ઉંદર રાતે પાંજરાની બહાર નીકળીને કપડાં કરડી ખાતો. અને સવાર પ્હેલાં પાંજરામાં પેસી જતો. ડોશીના જોવામાં કરડેલો ભાગ આવતો ત્યારે તે બહારના ઉંદર ઉપર શક લાવતી હતી. એક દીવસ તો ડોશીનું કિમતી લુગડું કરડી ખાધું. ડોશીને તે દીવસે ઘણી ચીડ ચડી, અને ઉંદરને પકડવાનું પાંજરૂં લાવી મુક્યું. આ ચાલાક બચ્ચું બહાર નીકળ્યું, અને ડોશીના આંગળાંને ચટકા ભરીને પોતાના પાંજરામાંજ સંતાઇ ગયું. સવારે ડોશી જોય છે તો પોતાનાં આંગળાં કરડેલાં, અને ઉંદર નાશી ગયેલો દેખાયો. ડોશી કંટાળી ગઇ અને બીજે દીવસે ઉંદરને મારી નાંખવાનું ઝેર લાવી તે ઝેર લોટમાં મેળવી લાડુ કરીને ઘરમાં મુક્યો. રાત્રે જ્યારે લુચ્ચો ઉંદર બહાર નીકળ્યો, અને તેનાં જોવામાં લાડુ આવતાં તે ખાધો, કે તરત મરી ગયો. સવારે ડોશીની નજરે પોતાનોજ ઉંદર પડયો. જો કે ડોશીને ઘણું દુઃખ થયું, પણ પાળેલો કૂતરો પગ કરડે, ને તેપર ધિઃકાર છુટે તેમ ઉંદરપર ધિઃકાર છુટયો ને ડોશી બોલી :—

### દોહરો.

હેત કરી હરખાવીને પાળે પોષે નિત્ય;
તેનું બૂરૂં જે કરે, હોય નકી તે નીચ.

# વાર્તા ત્રીજી.

## કાગડો-કૂતરો-કૂકડાં ને ડોશી.

કૂતરાં ને કૂકડાંથી કંટાળેલો કાગડો એક ડોશીની કને ફરિયાદ કરવા ગયો. અને બોલ્યો કે 'ડોશી મા? હું તમારા ચોકમાંથી એઠું ને કચરો સાફ કરૂંછું, તો તમારો ચોકીદાર કૂતરો મને મારવા આવે છે. વળી તમારાં કૂકડાં, જે તમારી મીઠી ઉંઘ ઉડાડી દે છે, તે પણ મને મારવા આવે છે.' આ વચનો સાંભળીને કૂતરો અને કૂકડાં તો હસવા લાગ્યાં. અને ડોશી પણ હસીને બોલી. 'રે! મતલબી કાગા ભાઇ! તમે મારા બારણામાં પડેલી ચીજો ખાઇને પેટ ભરો છો, અને તમારા ખરાબ થયેલા પગ, અમારા ઘરના સાફ કરેલા ઉંબરા તથા બારીપર મુકો છો, તથા તમારી એઠી ચાંચ, ચોખા પાણીમાં બોળો છો, એટલુંજ નહિ પણ જો મારાં કૂતરાં ને કૂકડાંની બેદરકારીને લીધે તમને છુટ મળે તો ઘરમાં પેસી જઇ, ચા-કાશવાળાં નાનાં વાસણ ઉંચકી જવાને પણ તમો વિસરતા નથી. અને ઉલટા તમે ખોટી વાતો કરીને બીજાને હલકાં પાડો છો! જાઓ, તમારા ગંદા મોઢાંને અને ખરાબ પગને દુર રાખો. તમારી સેવા અમારે નથી જોઇતી.' કાગડાજી શરમાઇને ચાલ્યા. તેવામાં કૂતરાં ને કૂકડાં બોલ્યાં-

મતલબીયાં માણસ જુઓ, નકટાં ને નાદાન;
ખરૂં ખુરૂં બોલતાં, ખોયે નિજનું માન.

# વાર્તા ચોથી.

## ખુરસી અને છોકરી.

એક છોકરીએ ખુરસીબાઇને પુછ્યું કે 'બેન ? તમે ઘણાં ઉદાસી લાગો છો ? ' ખુરસી બોલી ' મારી નાની બેન ? મારી વાત સાંભળો. પહેલાં હું જંગલમાં ખુશ હવા ને પાણી લેતી હતી. ત્યાંથી કોઇ માણુસ મને કાપી લાવ્યો. મારાં ઝુંડ અને વનથી મને છુટી પાડી. મારાં લીલાં કોમળ પાંદડાં ને સુંદર ફુલથી સદાની વેગળી કરી. ઝરાનાં ઠંડાં પાણી પીતી અળગી કરી. દયા વગરનાં માનવીગોએ મને ઘેર લાવીને મારી છાલ ઉતારી કકડા કર્યા. અને તેના ચાર પાયા બનાવ્યા. વળી મારી અંદર કાણાં પાડીને તેમાં નેતર ભરી. એટલું દુઃખ સહન કરતાં છતાં, વળી મારા અંગપર લોકો બેસવા લાગ્યાં. મને રોગાન મારીને ભપકાદાર કરી, પણ મારાપર બહુ જુલમ થયો. એ બધું યાદ કરતાં મને બહુ દુઃખ થાય છે બેન ?" આવું સાંભળીને છોકરી બોલી 'ખુરસી બેન ! તમે ભાગ્યશાળી ખરાં.' તમે ઝાડ જેવાં જડ હતાં તેને ચંચળ કારિગરે સુધાર્યાં, અને જંગલમાંથી માણુસમાં લાવવામાં આવ્યાં. વળી આ તમારા સુંદર ઘાટથી રાજા લોકો પણ તમને પોતાના શણગારેલા દીવાનખાનામાં રાખવા લાગ્યા. ને માનને ઠેકાણે તમને વાપરવા લાગ્યા છે. માટે તમારે તો માણુસનો ઉપકાર માનવો જોઇએ." ખુરસી જ્યારે આ સઘળું સમજી ત્યારે બોલી:—

જડ જેવી હું તો હતી, તે થઇ છું ગુલજાર;
કારિગરના બળથકી, પામી માન અપાર!
જગને હું જો કામની, તો મુજને સંતોષ;
દુઃખ ભલે સહેવું પડે, પણ નવ રહેશે રોષ.

( ૫ )

# વાર્તા પાંચમી.

## માયાળુ બેન.

એક નાની છોડી, પોતાની મા વગરની બેન માટે એક ગરીબ ગાય પાસે દૂધ લેવા ગઈ, અને દયામણે મોઢે બોલી. 'ગાય મા! મને તારૂં મીઠું દૂધ આપ, તો હું મારી નાની બેનને પાઉં! એ મા વગરની છે?' ગાય બોલી, 'નાની છોડી! હું ભૂખી છું માટે જરા ઘાસ લાવ, અને તે જો હું ખાઉં, તો દૂધ આપું. માટે તબેલાવાળાને ત્યાં જા.' ગરીબ બિચારી ગરજુ છોડી ઘાસવાળા પાસે જઇ બોલી. "ભાઇ ઘાસવાળા! તારા તબેલામાંથી ઘાસ આપ, તો ગાય દૂધ આપે ને તે મારી બેનને પાઉં!' ઘાસવાળે કહ્યું 'દીકરી! તું વરસાદજીને અરજ કર, તેથી ઘાસ ઉગે, ને તે કાપીને હું આપુ!' છોડી વરસાદજીને અરજ કરીને બોલી! 'વરસાદજી! તમો વેલા વેલા આવો. આકાશમાં કાળાં વાદળામાં છુપાઇને ધડાકા કરો છો, તો હવે જલદી પધારો.' ગરીબ છોડીની અરજથી વરસાદજી આવ્યા—ઘાસ ઉગ્યું. તે ઘાસ ગાયને ખવરાવ્યું ગાયે દૂધ આપ્યું તે દૂધ લઇ પોતાની બેનને પાયું. નાની પણ ઉદ્યોગી છોડીએ પોતાની નાની બેન માટે કેટલી મહેનત કરી! જો એ પ્રમાણે માણસો મહેનત કરે, તો ઇશ્વર ફળ ન મળે!

ઉમંગથી ઉદ્યમ કરે, મેળવશે અન્ન પાન;
આળસને અળગું કરે, પામે જગમાં માન.

# વાર્તા છઠ્ઠી.

## કૂવો અને છોકરી.

કોઇ ગરીબ ફકીરે એક પરોપકારી છોકરી કને પાણી માગ્યું, ત્યારે છોકરી કૂવા પાસે આવી બોલી 'અરે ! ઠંડા પાણીવાળા કૂવા ? મેહેરબાની કરીને થોડું પાણી પીવા આપ ! ગરીબ બીચારો ફકીર બહુ હેરાન થાય છે.' ત્યારે કૂવે નરમાશથી કહ્યું 'દીકરી ! મારામાં કમ્મર સુધી પાણી છે. ઇશ્વરે તને હાથ આપેલા છે, તો તામડી લાવી, દોરડાંનો ફાંસો નાંખીને પાણી કાઢી લે. મારે કંઇ હાથ છે જે તને આપી શકું!'' છોકરી કંસારાને ત્યાં ગઇ, અને વિનતી કરી બોલી-'કંસારા ભાઇ ! ગરીબ ફકીરને પાણી પીવું છે, જો તમે તામડી આપો, તો હું પાણી લઇને હમણાંજ પાછી આપી જાઉં'. કંસારે કહ્યું 'બેન! આ તામડી ઘડતાં મને બહુ મહેનત પડી છે માટે એમ કંઇ તામડી અપાય નહિં' તેવામાં રસ્તેથી એક સારો માણસ નીકળ્યો, તેણે આ વાત સાંભળી, ત્યારે કંસારાને કહ્યું 'રે દયા વગરના માણસ! જરા વારમાં તારી તામડી પાછી આપી જવા કહે છે, તો પછી શા માટે ગરીબને પાણી પીતું ટાળે છે! કોઇ વાવ-કૂવા બંધાવે છે. કોઇ વાસણોનાં દાન કરે છે, ને તું જરાવાર વાપરવા આપતાંયે હઠીલો થાય છે?' કંસારાને કંઇક દયા આવી, અને તામડી આપી. છોડીએ તે લીધી તો ખરી, પણ હવે દોરડાંનું શું કરવું ? પોતાનું ઘર તો બહુ દૂર હતું. પેલા ભલા માણસને વાત કરી તો ફરી તેને દયા આવી, અને દોરડાં વણનારની નજીક દુકાન હતી ત્યાં જવા કહ્યું. છોકરી ત્યાં જઇ બોલી-''ભાઇ દોરડાંવાળા ? એક ગરીબ ફકીરને પાણી પાવું છે, ઘણા કાલાવાલાએ કંસારા કને તામડી લીધી, હવે તમે જો જરાવાર માટે દોરડું આપો, તો હું લે

ફકીરને પાણી પાઉ" ! દોરડાંવાળો બોલ્યો. "બહેન હું કંસારા જેવો કંજુસ ને હઠીલો નથી. પરોપકાર કરવો એ માણસનું કામ છે. આ દોરડું લઇ જા, ને કામ પુરૂં થયે પાછું આપજે. જા." વણકરે દોરડું આપ્યું, છોડીએ તે સાધનો વડે ગરીબ ફકીરને પાણી પાયું, ને કંસારાને તથા દોરડાંવાળાને તેની જણસ પાછી આપી ને તેનો અતી ઉપકાર માન્યો. ફકીરે છોડીને આશિષ દીધી, છોડી હરખાતી હરખાતી ઘેર ગઇ.

પરનું ભૂંડું જોઇને, ભૂંડા રાજી થાય;
બીજાનું સારૂં કરી, સારાં મન હરખાય.
'ભલો ભલાઇ નવ તજે, કરે બૂરૂં કોઇ જન;
ગુલાબ સુંદર વાસ દે, બહેકે ચંદન વન.

---

## વાર્તા સાતમી.

### હાથી અને કીડિનું કટક.

એક મસ્ત હાથી ઘેલો બન્યો, ત્યારે અનેક જંતુઓને તેણે કુચરી નાખ્યાં, તેમા એક કીડિબાઇનો બેટો પણ મરી ગયો. એથી કીડિને ક્રોધ ચડયો, અને સઘળી કીડિયોને એકઠી કરીને હાથી ઉપર ચઢાઇ કરી. હાથી દરબારગઢમાં મગરૂર થઇ પડયો હતો, ત્યાં કીડિઓએ જઇને ચટકા ભર્યા. હાથીએ જાણ્યું કે કીડિબાઇનું કટક આવેલું છે. પણ જો હું તેની સાથે લડીશ તો જીતવા છતાંએ સમજુ લોકોમાં નાદાન કહેવાઇશ. કેમકે કીડિ મારી બરાબરીમાં ઉભી શકે નહિ. અને જો હારીશ તો આબરૂ જશે. એ માટે દરકાર કરવી નહિ, કીડિઓએ હાથીની બેદરકારીનો લાભ લીધો, અને ચટકા ભરવા માંડી, પણ હાથીને કશું દુખ થાય નહિ. કીડિયોએ જાણ્યું કે હાથીને કંઇ જણાતું નથી, એટલે બીજું કટક બોલાવ્યું. હાથીએ અજાણતાંજ પગ ઉપાડયો, અને કીડિઓનું કટક જેવું ચાલવા માંડયું કે હાથીએ સઘળીને ચગદી નાખી. કીડિયોને મરતી જોઇ એક જીવડે કહ્યું:—

જાન વિના લડવું કદી, નક્કી મોતજ થાય;
મોટા સામે બાથતાં, કદી નહિ જીતાય.

# વાર્તા આઠમી.

## કાગડો ને પોપટ.

વગડામાં ફરતાં ફરતાં એક કાગડાને પોપટ સાથે દોસ્તી થઇ. કાગડો ચતુર હોવાથી, અને એકલો પડી ગયેલો હોવાથી પોપટને નમીને બોલ્યો, 'પોપટજી? તમે રૂપાળા છો તેથી હું તમને પગે પડું છું. કેમકે ઇશ્વરે તમને રૂપ આપ્યું છે. બીજાનું ભલું જોઇ રાજી થવું એ આપણું કામ છે. વળી તમારામાં રૂપ સાથે ગુણ છે તો તેથી હું વધારે નમું છું. હું તમારા ગુણોની પ્રસાદી માગું છું. તમે ગુરૂ થઇને મને તમારો રાગ શીખવશો?" પોપટજી ફુલાઇ ગયા. અને ગુરૂપદ લેવા કાગડાને રાગ શીખવવા બેઠા. કેટલાક દીવસ સુધી તાલીમ આપી ત્યારે કાગડાના સાદથી પોપટ પણ બેસુરો થઇ ગયો. કાગડો જ્યારે પોપટ સાથે ગાવા લાગ્યો, એટલે સરખો અવાજ નીકળ્યો, ત્યારે કાગડે જાણ્યું કે આપણે પોપટ જેવું ગાતાં શીખી ગયા. કાગડાજી હરખાયા, અને પોતાની હુશિયારી બતાવા પોતાના દેશ તરફ જવા ધાર્યું. પોપટને કહ્યું કે 'તમને ગુરૂ દક્ષણા દેવાની છે માટે મારે દેશ ચાલો.' ભોળો પોપટ ગયો અને કાગડાની પરોણાગત ચાખવા લાગ્યો. આ મહેમાનગીરિથી પોપટે પોતાનો સુંદર ખોરાકતજી દીધો, અને કેવળ ભૃષ્ટ થઈ ગયો. કેટલાક દિવસ પછી પોપટ જ્યારે પોતાની પંખી જાતમાં ગયો, અને પોતાને થએલી સોબતની અસરનો પ્રકાશ કર્યો, ત્યારે આ ભૃષ્ટ થયેલા કાગ-પોપટને મારી નાખવામાં આવ્યો. પોપટ મરતાં મરતાં બોલ્યો કે,

પોતાનું સારૂં છતાં, પરમાંહે લપટાય;
પછી ગગન પાતાળની વચ્ચે રહી લટકાય.
જેનું કામ નથી અને કરે કદી જગમાંય;
ખત્તા ખાયે ખાસ એ નક્કી તે નિંદાય.

# વાર્તા નવમી.

## ગોળનું માટલું ઉપાડનાર કીડિ.

એક ગોળની વખારમાં જઈ બિલાડીએ રમત કરતાં ગોળનું માટલું ભાગ્યું, અને નરમ ગોળ નીચે ગળવા લાગ્યો. એક કીડિયે આ ખોરાક જોઇને કેટલીક કીડિયોને બોલાવી, અને ગોળનું માટલું ઉંચકી જવાનો ઠરાવ કીધો. એવામાં એક ભમરો આવ્યો. તેણે તે કીડિયોને સમજાવી, પણ માન્યું નહિ. કીડિયો ગોળનાં માટલાને વળગી રહી, એવામાં એક ઉંદરે માટલાંપરથી કુદકો માર્યો, એટલે માટલું ઉંધું પડ્યું, અને કીડિયો ચગદાઇ ગઈ. જ્યારે કીડિયોનાં પ્રાણ ગયાં, ત્યારે ભમરે કહ્યું :—

બળ વિણ બળજોરી કરે, મરે કમોતે આપ ;
સમજાવ્યાં સમજે નહિ, ઠોકર ખાય અમાપ.

---

# વાર્તા દસમી.

## પોપટ ને મચ્છર.

એક મચ્છરે પોપટની સાથે વાદ કીધો. આ સરત એવી હતી કે જે પ્હેલો આકાશમાં ઉડી જાય તે ગુરૂ, ને બીજો ચેલો કહેવાય. બન્ને જણ આકાશમાં ઉડ્યા. મચ્છર ઉડતાં વચ્ચે થાકી ગયો, તોપણ જીવ ખેંચીને ઉડવા લાગ્યો, આખરે ગરમીને લીધે બળવા લાગ્યો, અને તમ્મર ખાઇને નીચે પડયો. પોપટ ઉડીને નીચે આવતાં મચ્છરને મરેલો જોયો. ત્યારે બીજાં પ્રાણી બોલ્યાં :—

ગજા ઉપર જો બળ વપરાય, આખર પોતે બહુ પસ્તાય ;
લાંબા સાથે ટુંકો જાય—મરે નહિ તો માંદો થાય.

---

# વાર્તા અગ્યારમી.

## ગધેડા ને શિયાળ.

શેરડીના વાડમાં શિયાળ આવીને દરરોજ રાત્રે શેરડી ખાઇ જતો, એ સઘળું ગધેડો જોતો હતો. શિયાળ વાડ ઠેકીને અંદર જતો, પણ ગધેડાથી જઇ શકાતું ન હોતું. એટલે તેને અદેખાઇ આવી. તેથી જ્યારે શિયાળ વાડમાં પેસે, કે ગધેડો ભુંકે. એથી વાડનો રખવાળનો ચેત્યો, ને બીજે દિવસે ગધેડાનું ભુંકણુ સાંભળીને રખવાળે શિયાળને એવી શિક્ષા કરી કે તેનાથી આવી શકાયું નહિ, શિયાળે જાણ્યું કે ગધેડાને ફરી મારથી નહિ પણ જુક્તિથી જીતવો. એક દિવસ શિયાળ ગધેડા કને જઇ બોલ્યો! 'ગધેડા ભાઇ! અમારે રાજા જોઇએ છે માટે તમે વન–પશુના રાજા થશો?' ગધેડો આ વાત સાંભળીને ફુલાઇ જઈ હા કહેવા લાગ્યો. ચંચળ શિયાળે પશુને સમજાવ્યાં અને શણગારેલા રાજાને પોતાનો ધણી થાપ્યો. ગધેડાને સઘળાં પશુ ખાવાનું આપે. શિયાળ શેરડીના વાડમાં સુખે ખાય, તેની માલેકને હવે ખબરે પણ ન થાય, દિવસ ઘણા વીત્યા પછી ગધેડો ખુબ મફતનું ખાઇને મસ્ત બન્યો, ત્યારે તેને ભુંકણુ ને લોટણુ યાદ આવ્યું. ગધેડો તક જોઇને લોટવા ને ભુંકવા માંડયો, ત્યારે વનરાજ સિંહે જાણ્યું કે રાજા તો ગધેડો છે, એટલે તેને પકડયો, ને સઘળાં પશુઓએ તેને ત્યાંજ મારી ખાધો. ચતુર શિયાળે આ બનાવ જોઇ મનમ કહ્યું:—

**કુજાતને દો રાજ પણ–અંતે થશે કુજાત;**<br>**સાબુએ ધુએ કોયલા, ટળે ન કાળી ભાત.**

---

## વાર્તા બારમી.

### હંસ અને કાગડો.

સુંદર ચાલના હંસને જોઇને કાગડો મોહિત થઇ ગયો. હંસ, દુધ અને પાણીમાંથી દુધ પી જતો જોઇ પોતાને તેમ કરવાનું મન થયું. ઘણા ફાંફાં માર્યાં, પણ કંઇ ન વળ્યું, એટલે સર્વ કાગડાઓએ સંપ કરીને હંસને મોતી ચરવાનું સરોવર સુકાવી નાખ્યું, કાગડાઓ પાણી પી ગયા. કાગડાએ જાણ્યું કે હંસલાં મોતી ચરે છે, તેથીજ દુધ ને પાણીમાંથી તે દુધ પી શકે છે. હવે સરોવર સુકાઇ ગયું ને મોતી ચરવા ન મળ્યા પછી ઘણે લાંબે વખતે કાગડો હંસને મળ્યો. કાગડે જાણ્યું કે હવે હંસ મોતી ચરતો ન હોવાથી પાણીમાં મળેલું દુધ પી શકશે નહિ. પણ હંસે તો તુરતજ દૂધપીને દાખલો બનાવીને કાગડાને શરમાવ્યો. કાગડો ઉડવા જતો હતો તેવામાં પાંખ પકડીને હંસે કહ્યું.

બીજાની ઇર્ષા કરી, બને કોઇ હેવાન;
આખર શરમાવું પડે, ગણાય તે નાદાન.
બીજાનું સુખ જોઇને, બળે કદી મનમાંય;
ખાડો ખોદે તે પડે, કેહવત એ કહેવાય.

---

## વાર્તા તેરમી.

### ચંપો ને ભમરો.

ફૂલવાડીમાં રહેનારો ભમરો માલતી નામનાં ફૂલની સુગંધી લઇને મસ્ત બન્યો હતો. તે ફૂલ જેવું ગુણવાન હતું, તેવોજ ભમરો તેની સાથે પ્રીત કરી રહ્યો હતો. ફૂલવાડીમાં કેવડાનું ઝાડ પણ હતું. કેવડો, પરસુગંધી દેનારો હોવાથી

ભમરાને દૂરથી, તેની બહુ સુંદર વાસ આવી, એટલે પોતાનું અનુભવેલું ફૂલ મુકીને કેવડા તરફ ગયો 'માલતી ફૂલે કહ્યું કે' 'ભમરા! તારૂં તે કામ નથી. તને કુદરતે જે સુખ આપેલું છે તેને વળગી રહે. બીજાની કને જવાથી તું સઘળું ગુમાવીશ. પોતાનું તે પોતાનુંજ થશે. કેવડો સુગંધીદાર છે, પણ દુરથી ડુંગર રળિયામણા દેખાય, તેવો તે છે. વળી તે કાંટાળો ને સાપનો ભોગી છે.' ભમરાએ માલતીનું કહેવું માન્યું નહિ, અને કેવડા પાસે ગયો. કેવડો, પાસે રાખનારને સુગંધ દેતો નથી તેમ ભમરાને નજીક જતાં સુગંધ આવી નહિ. તેથી પાછો ફરવા ગયો, પણ કાંટામાં સપડાઇ જવાથી સાપે તેને મારી નાખ્યો. ભમરો મરતાં મરતાં બોલ્યોઃ-

માણુસ મુર્ખાઇ કરી, છાડે છે નિજ સુખ;
પરગુણમાં લોભાઇને, પામે આખર દુઃખ.

---

## વાર્તા ચૌદમી.

### કાગડો ને વાણિયો.

મતલબી કાગડો, ઘરમાં કે અગાશીમાં જઇને કોઇનો ચમચો કે વાટકો ઉપાડી જાય. એક વાણિયો કાગડાથી કાયર થઇ ગયો, પણ એ કાગડો પકડાય નહિ. વાણિઆએ એક યુકિત રચી. પોતાના મોંમાં દહીં ભર્યું અને લાંબો થઇ મડદાં પેઠે સુતો. કાગડે મરેલો માણુસ સમજીને ઉઘાડાં રાખેલાં મોંમાંથી દહીં ખાવાને આવ્યો. જેવો કાગડો ચાંચ મારવા ગયો કે વાણિયે દાંત બંધ કરી દીધા અને કાગડાની ચાંચ દબાઇ ગઇ. કાગડે જાણ્યું કે આ માણુસ જીવતો છે. ને તે બીજો નહિ પણ વાણિયોજ છે. આખર વાણિયે

તેને શિક્ષા કરીને છોડી મુકયો, પણ તે દિવસથી કાગડો ચેતી ગયો, ને વાણિયાને જોઇને દૂર રહેવા લાગ્યો. કાગડાજી એવા છેતરાઇ ગયા કે કોઇ દિવસે કોઇના ઘરમાં જઇને ચોરી કરવાની ટેવ ભૂલી ગયા.

લાખ વાર ચોરી કરે, એક વાર પકડાય;
પણ પકડાયે જે સમે, ખોડ બધી ભૂલાય.

## વાર્તા પંદરમી.

### વાંદરો ને બ્રાહ્મણ.

એક ભિખારી બ્રાહ્મણ રાજાના મહેલમાં એક રાતે ચોરી કરવા ગયો, તે વેળાએ રાજાના પલંગ નીચે વાંદરો, બાંધેલો હતો તે વાંદરો મ્યાન માંહેથી તરવાર કહાડીને જેવો રાજાના પેટ ઉપર મારવા જતો હતો તે બ્રાહ્મણે જોયો એટલે તુરત તેણે વાંદરાનો હાથ પકડી લીધો. બન્નેની ગડબડમાં રાજા જાગી ઉઠ્યો. એવામાં કોઇ માણસને દીઠો. બ્રાહ્મણે રાજાને ગભરાયલો જોઇને કહ્યું. 'મહા રાજા ધિરાજ? ક્રોધ ન કરશો. હું ગરીબ-ભુખી બ્રાહ્મણ છું. પેટ માટે અહીં ચોરી કરવા આવ્યો છું. હું આપના આ પલંગ પાસે આવું એવામાં એક સાપ, ઉપર ભારવટીયાપરથી બારીવાટે જવાનું કરતો હતો, અને તેનો પડછાયો આપના પેટપર પડતો હતો, મૂરખ વાંદરો પડછાયો જોઇને જાણ્યુ હશેકે તે સત્ય આપના આંગપર ધસે છે તેથી તરવાર કહાડી આપના પેટ-પર મારવા જતાં મેં તેને પકડયો, નેસાપ નાશી ગયો. રાજા, આ સાંભળીને ખુશીથયો, અને બ્રાહ્મણને જોઇતું ધન આપીને બોલ્યોઃ—

ડાહ્યો પણ દુશ્મન ભલો, નહિ મિત્ર નાદાન;
સમજુ સમજીને રહે, મૂરખ લહે છે પ્રાણ.

# વાર્તા સોળમી.

## ચોર ને વાણિયો.

દુકાળના વખતમાં ચોર લોકોનું જોર વધી પડયું. ગામડા ગામમાં માત્ર એક બે વાણિયા વેપારી રહે, તેમને બહુ સંભાળવું પડે. એક ગામડામાં મૂળો નામે વાણિયો રહેતો હતો. તેને ત્યાં રાત્રે એક વેળા ચોર આવ્યો, પણ ગડબડ જોઇને ચાલ્યો ગયો. એ ચોર જતાં જતાં વાણિયાની નજરે પડયો. વાણિયે જાણ્યું કે હવે ચોર અહીં પણ આવવા મંડયા. બીજે દિવસે તેણે પોતાની બાઇડીને કહ્યું કે "આપણે ત્યાં ચોર આવે છે માટે આજે આવે તો નવી યુક્તી કરીને સપડાવવા. પ્રથમ તમારે ચૂલા પાસે એક માટીનું માટલું મુકવું ને તેમાં બે વીંછી પકડીને રાખી મૂકવા. તે પછી હું પુછું કે સોનાની વાળીઓ કયાં છે! ત્યારે જવાબ દેજો કે માટલામાં છે." આ રીતે વાણિયાએ જુક્તી રચી ને બાયડીએ તે પ્રમાણે કર્યું. રાત્રે બન્ને સુતાં, એવામાં ચોર અંદર દાખલ થયો તેવોજ વાણિયાએ તેની બૈરીને આગલી વાળીની વાત પૂછી બૈરીએ શીખવ્યા પ્રમાણે કહ્યું ચોરે જાણ્યું કે ઠીક તક આવી. ચોર તો ચૂલા પાસે ગયો અને સાંકડા મોઢાના માટલામાં મુશીબતે હાથ નાંખ્યો. પણ જ્યાં હાથના આંગળાં ધારેલી વાળીઓને અડકવા ગયાં કે વીંછીએ ડંસ કર્યો. ચોરથી બૂમ પણ પડાય નહિ, તેમ હાથ પણ કઢાય નહિ. હાથ આમ તેમ ફેરવતાં બીજો વીંછી કરડયો. અને જોરથી બૂમ પડી ગઇ એક તરફથી ચોર બૂમ પાડે અને બીજી તરફથી વાણિયો બૂમ પાડે. આ શોરથી લોકો એકઠાં થઇ ગયાં અને ચોરને પકડીને ખૂબ સજા કરી. વાણિયાની આ જુક્તી ઉપર સૌ લોકો ખુશ થયા.

**જુકિત કરીએ એ રીતે, મતલબ સરતી હોય;**
**ભાગે નહિ કદી લાકડી, સાપ મરે નહિ કોય.**

# વાર્તા સત્તરમી.

## આંધળાની એક આંખ.

એક તોતડો છોકરો આજારી પડયો. અને શીતળાના દર્દથી એક આંખે બાડો થયો, તેથી કોઇ પણ વાણિયાઓ તેને છોકરી આપે નહિ. વાણિ અંતે લાંબે દેશાવર વેશવાળ કરવા ગયો. આયો આબરૂદાર હોવાથી એક ગૃહસ્થે પોતાની દીકરી, તેના છોકરાને વરાવી પણ વેશવાળ કરતી વેળા પેલો પ્રદેશી વાણિયો બોલ્યો કે **'જુઓની શેઠ? મને તો આંધળાને એક આખ** છે?' સર્વે જણે જાણ્યું કે એકનો એકજ દીકરો હોય તે એમજ બોલાય—એ પછી છોકરો પરણવા આવ્યો. અને એક આંખે બાડો જોઇને લોકો ચર્ચા કરવા લાગ્યા. છોકરાંના સાસરાંએ કન્યા પરણાવવાની ના કહી, ત્યારે છોકરાના બાપે કહ્યું કે, 'ભાઇ? વેશવાળ કરતાં મેં કહેલું છે કે મારે તો આંધળાને એક આંખ છે, તમે ગમે તે સમજો. હવે પરણાવવાની ના કહેવાય નહિ?' પછી સારાં માણસ કજીયાની વચ્ચે પડ્યાં. ને આખર બોલેલું પળ્યું. એ છોકરો વરી ગયો ને તેને છોકરાં બચ્ચાંએ થઇ ગયાં:—

બોલી બોલો જે સમે, સમજેલી સમજાય;<br>
સંશયવાળી હોય જો તો અંતે દુઃખ થાય.

---

# વાર્તા અઢારમી.

## નવરા બેઠા નખોદ વાળે.

એક ભરવાડ નદીના કિનારાપર ઘેટાં ચરાવતો હતો. વરસાદના દિવસ હોવાથી નદીમાં થોડું પૂર આવેલું હતું. તેવામાં સામે કાંઠે એક પોતાના સોબતીને જોઇને ભરવાડે

તેને બોલાવ્યો. સામાવાળાએ કારણ પુછ્યું. પણ બીજું કંઇ ન જણાવતાં પાસે આવવા કહ્યું. પેલો બિચારો નદીનાં પાણી તરીને મહા મહેનતે ડૂબતો બચતો આવ્યો, ને પુછ્યું કે 'ભાઈ શું કહે છે?' ત્યારે ભરવાડ બોલ્યો કે 'સાળાં લઇને કેમના આઠીઉં? પેલાએ કહ્યું કે, "મુરખા ત્યારે તહીંથીજ કહીએ કેની? હું ડૂબતો આવ્યો ને વાતમાં તો દમ મળે નહિ. ખરેખર તું પણ નવરો બેઠો નખોદ વાળે તેવો લાગે છે, પેલો બિચારો પાછો પોતાનાં જાનવર પાસે ચાલ્યો ગયો.

આવ ભાઇ હરખા, કે આપણ બેઉ સરખા;
કામ ન હોય ત્યારે, તોપ મારે ત્યારે.

---

## વાર્તા ઓગણીસમી.

### ભોળો ને મીઠો.

ભોળો કરીને શાહુકારનો છોકરો હતો, તેનામાં નામ તેવા ગુણ હતા. મીઠો, તેનો દોસ્ત હતો; મીઠા નામમાં કડવો ગુણ હતો. એ છોકરો ઘણો લુચ્ચો ને ચોર તથા જુગારી હતો. ભોળાને બહુવાર પટાવીને ફોસલાવતો, ને પૈસા લાઇ જતો. એક વેળા આ લુચ્ચો મીઠો જુગારમાં હારી ગયો, અને ભોળાએ પૈસા આપવા ના કહ્યું, ત્યારે તક જોઇને તેને એક જંગલમાં મીજમાનીને માટે લઇ ગયો. ભોળો વિશ્વાસુ હતો એટલે તેને કપટ જણાયું નહિ. જંગલમાં જઇને પેલા લુચ્ચા મીઠાએ બિચારા ભોળાને બાંધ્યો અને દાગીના કાઢી લીધા પણ જો તેને જીવતો રહેવા દે તો ખબર પડી જાય, માટે ગાંસડી બાંધીને વાવડીમાં ફેંકવાની તૈયારી કરી. ભોળો એકદમ પાણી-

પર તરીને ઉપર ન આવે માટે પથ્થરા ભરવા માટે તે લેવા ગયો. એવામાં પથ્થર નીચેથી સાપ નીકળ્યો, અને લુચ્ચા મીઢાને કરડી ખાધો. મીઢો મરતાં મરતાં બોલ્યોઃ—

વિશ્વાસઘાત કરતાં નિજ જીવ ખોયે,
જૂઠું વદી પળપળે દુઃખ બૂરૂં જોયે.
બૂરી નીતિ થકી કદી ફળ સારૂં ધારે,
ના–ના–મરે જીવ થકી, નિજ પાપ ભારે.

---

## વાર્તા વીસમી.

### બહુરૂપી મેંઢું.

ગરીબ મેંઢું શિયાળાની ટાઢને લીધે એક ગળિયારાના દરવાજા પાછળ સંતાઇ પેઠું, એવામાં દરવાજો ઉઘાડતાં મેંઢું ગળીના કુંડામાં પડી ગયું. ગળિયારે તપાસ કરી, તો મેંઢું દેખાયું. તરત તેને કાઢીને બહાર ચરવા મૂક્યું. પાદરમાં જતાં રાતના એક વાઘ મળ્યો. મેંઢું સફેદ રંગનું હતું. પણ ગળીના કુંડમાં પડેલું હોવાથી કાળું થઇ ગયું હતું એ જોઇને વાઘને બીક લાગી, અને દૂરથી પુછ્યું. 'રે અલ્યા! તું કોણ છે?' મેંઢાએ જાણ્યું કે આપણો રંગ ફરી ગયેલો જોઇને વાઘ ભયથી પુછે છે માટે દમથી વાત કરવી. મેંઢાએ જબાબ દીધો–'ભાઇ? મને તું ના પુછ; મેં બસો વાઘ મારવાનો નિયમ લીધો છે, તેમાં મારો છેલ્લો ખોરાક તુંજ છે. હવે તું નાશી ન જાય તો મારૂં કામ પુરૂં થાય.' એ સાંભળીને વાઘ પાછી પાની કરતો નાશી ગયો. મેંઢું એ જોઇને બહુજ રાજી થયું. તેવામાં એક હાથી આવ્યો. તે જોરાવર જાનવર પણ આ બહુરૂપી મેંઢાંને જોઇને ડરવા લાગ્યો. મેંઢાએ મોટેથી કહ્યું. 'રે અલ્યા હાથી? બસો વાઘ મારી ખાવાનો નિયમ પુરો થયો–હવે

હાથી મારવાના છે. તેમાં છેલ્લો તું રહેલો છે. જો તું મને આ નદી સામે પાર લઈ જાય તો તને છોડીશ.' હાથીએ કબુલ કીધું અને પોતના મસ્તક ઉપર બેસાડીને મેંઢાંને પેલેપાર લઇ ગયો. મેંઢું મગરૂર થયું. અને મગરૂરીમાં આખરે બોરડીના જાળામાં પેસીને બોરડી ખાવા લાગ્યું, એવામાં વાઘ અને વાઘણ ત્યાંથી પસાર થતાં હતાં તેના જોવામાં આવ્યું. વાઘે જાણ્યું કે એ તો ઘેટું છે! પ્રથમતો ખરેખર ભૂલ થઇ. પછી વાઘને રીસ ચડી, અને પેલા બહુરૂપી ઘેટાંને મારી ખાધું. મેંઢું મરતાં મરતાં બોલ્યું.

નિર્બળ મન મોટું થઇ, જો બળ કરવા જાય;
શક સંભાળી નવ શકે, તો ખત્તા તે ખાય.

---

## વાર્તા એકવીશમી.

### ઘરડો સાપ.

એક સાપ ગરીબ થઇને રહેતો હતો. કોઇ પણ જીવજંતુ કે પશુ પ્રાણીને બોલાવતો નહિ. સાપને નબળો જાણીને જનાવરો ચટકાં ભરતાં, ને મુસાફરો પથરા ફેંકતા હતા. સાપના ગુરૂ અજગરે એવું જોઇને પોતાના ચેલાને કહ્યું 'ભાઇ? તું નબળો થઇ બેસી ન રહે! કોઇને કરડીશ નહિ, પણ ફૂંફવાટો રાખજે!' સાપે ગુરૂની શીખામણ માનીને તેમ કીધું તો આગલાં દુઃખમાંથી છુટો થયો. અને તે દિવસથી સઘળી પીડા ટળી ગઇ.

નબળાં થઇને બેસતાં, લુચ્ચાં જન લે લાભ;
દયા સાથ દમ મારતાં, રહે આપણો દાબ.

કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

## હલવાડકર સિરીઝ.

"બાળ—ગ્રંથાવળી, નં૦ ૧ થી ૨૦."

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૧. | કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ ............ | ૩ | ૦ | ૪ |
| | ૨. | કિન્ડરગાર્ટન મૂળ ભાગ ( સચિત્ર ) ......... | | ૦ | ૨ |
| * | ૩. | કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના ......... | | ૦ | ૪ |
| | | (ત્રણે પુસ્તક સાથે બાંધેલાના પાકાં પુઠાંના)... | | ૦ | ૧૨ |
| † | ૬. | બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ... | | ૦ | ૨ |
| A | ૬. | બાળ કસરત ભાગ ૨ જો ..................... | | ૦ | ૨ |
| | ૭. | શિશુ શિક્ષણ (સંક્ષિપ્ત કવિતામાં)............. | | ૦ | ૪ |
| † | ૮. | બાળ કહાણિયો .......................... | ૦ | ૨ | ૦ |
| † | ૯. | બાળ બાગ ભાગ ૧-૨ દરેકના ................ | ૦ | ૪ | ૦ |
| | | (બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાંના)...... | ૦ | ૮ | ૦ |
| | ૧૧. | કિન્ડરગાર્ટન પાઠમાળા (વાંચન-પદાર્થ પાઠ) ... | ૦ | ૨ | ૦ |
| † | ૧૨. | બાળ શિક્ષણ ગરબાવળી (સ્ત્રી ધર્મ શિક્ષણ)... | ૦ | ૪ | ૦ |
| | ૧૩. | સંગીત—સતી મંડળ (સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન)... | ૦ | ૪ | ૦ |
| * | ૧૪. | બાળ-ખેલ (સચિત્ર કિન્ડર-ગાર્ટન શિક્ષણ)... | ૦ | ૫ | ૦ |
| | ૧૫. | બાળકોની રંગભૂમિ (નાનાં નાટકો) ......... | ૦ | ૨ | ૦ |
| | ૧૬. | બાળ જ્ઞાન ............................. | ૦ | ૧ | ૦ |
| | ૧૭. | બાળ ગીત .............................. | ૦ | ૨ | ૦ |
| | ૧૮. | કિન્ડરગાર્ટન-પદાર્થ પાઠ .................. | ૦ | ૨ | ૦ |
| | ૧૯. | કિન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૧ ......... | ૦ | ૨ | ૦ |
| | ૨૦. | ,, ,, ભાગ ૨ ......... | ૦ | ૨ | ૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ બુક' તેમજ 'ઇનામ-લાઇબ્રેરી' તરીકે વાપરવા માટે સરકારી કેળવણી ખાતા તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે.

† આ પુસ્તકો માંહે કેટલાંક શાળા-શિક્ષકોના ઉપયોગ માટે તથા ઇનામ-લાઇબ્રેરી માટે મંજુર થયાં છે.

રચનાર— ગોપાળજી કલ્યાણજી હલવાડકર.

નં૦ ૧૫૫ ફનસવાડી મુંબઈ.